# અમદાવાદ શહેરની ભૂગોળ.

(ઉત્તર અને દક્ષિણ દસક્રોઇ તાલુકો, શહેર અને તાલુકા સાથે)

કર્તા તથા પ્રસિદ્ધકર્તા.

કનૈયાલાલ મોતીલાલ મુનશી,

તથા

ચીમનલાલ મોતીલાલ મુનશી.

---

અમદાવાદ.

પાંચકુવા ચાર રસ્તાપર આવેલ ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં સોમાલાલ મંગળદાસ શાહે છાપી.

---

કિંમત ત્રણ આના.

Specially for Vernacular Schools in Daskroi Talukas.

# A
# Geography of Ahmedabad.

( INCLUDING NORTH AND SOUTH DASCROI TALUKAS. )

BY
*K. M. MUNSHI & C. M. MUNSHI.*

FIFTEENTH EDITION.

# અમદાવાદ શહેરની ભૂગોળ.

( ઉત્તર અને દક્ષિણ દસક્રોઇ તાલુકા સાથે. )

કર્તા,
કનૈયાલાલ મોતીલાલ મુનશી,
તથા
ચીમનલાલ મોતીલાલ મુનશી.

આવૃત્તિ પંદરમી–પ્રત ૨૦૦૦



AHMEDABAD.
Printed at the 'Gujarat' P. Press, Panch Kuva, Ahmedabad
by Somalal Mangaldas Shah.
1921.
PRICE THREE ANNAS.

મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાના મહેરબાન ડીરેક્ટર સાહેબે પોતાના ઈ. નાં. ૨૧૬૬ તા. ૧૧ મી જુન સન ૧૯૦૭ થી આ પુસ્તકને ઇનામ અને લાયબ્રેરી તરિકે મંજુર કર્યું છે.

## શિક્ષકોને સૂચના.

આ પુસ્તક લખવાનો અમારો મુખ્ય હેતુ, વિદ્યાર્થીઓને ભૂગોળનો વિષય, ગોખણપટ્ટી કર્યા વિના શિખવાનું સાધન કરી આપવાનો છે. બાળકોને રસ સાથે વાંચવાનું મન થાય, તેવી રીતે હરેક બાબત ગોઠવી છે; અને તેમનાં કુમળાં મગજ ઉપર બોજો થઇ પડે નહિ, તેવી રીતે હકીકત આપી છે. હરેક દિવસમાં જણાવ્યા પ્રમાણેની શહેરમાંની જગ્યા એ શિક્ષકો વિદ્યાર્થીઓને પોતાના સાથે લઇ જઇને બતાવશે, અને તે સંબંધમાં વિશેષ હકીકત રૂબરૂમાં કહેશે તો ઉત્તર અને દસ્ક્રોઇ તાલુકાની નિશાળોના બીજા ધોરણનો ભૂગોળનો વિષય ગોખણપટ્ટીની રૂઢીમાંથી તદ્દન મુક્ત થશે; તેમ વિદ્યાર્થીઓને પોતાના ગામનું જ્ઞાન, ગમ્મત સાથે ઘણું સારૂં થશે.

કર્તા.

# અમદાવાદ શહેરની ભૂગોળ.

( ઉત્તર અને દક્ષિણ દસક્રોઈ તાલુકા સાથે. )

## દિવસ ૧ લો.



મહેતાજી—છોકરાઓ, આપણે ક્યાં છીએ તે તમે જાણો છો?

છોકરા—સાહેબ, આપણે નિશાળમાં છીએ.

મહેતાજી—આપણી નિશાળની જોડે બીજાં ઘર છે તે તમે જૂઓ છો કે?

છોકરા—હા સાહેબ.

મહેતાજી—પુરૂષોત્તમ, બોલ, તું ક્યાં રહે છે? અને મણિલાલ તું ક્યાં રહે છે?

પુરૂષોત્તમ—સાહેબ, હું અરજનલાલની ખડકીમાં રહું છું.

મણિલાલ—સાહેબ, હું પરબડીની પોળમાં રહું છું.

મહેતાજી—ખડકી અને પોળ કેમ કહેવાય, તે હું તમને

કહું. જ્યાં પાંચ, સાત, કે તેનાથી ઓછાં અથવા વધારે ઘર આવેલાં હોય, તેનું નામ ખડકી, અને તે કરતાં વધારે ઘર હોય, તે ભાગ પોળ કહેવાય. ઇશ્વરલાલ, તને ખબર છે કે, આનાથી વધારે મોટો ભાગ હોય તે શું કહેવાય?

ઇશ્વરલાલ—હા, સાહેબ. હું લાખા પટેલની પોળમાં રહું છું. એ પોળ સાંકડીશેરીમાં આવી, એમ મારા બાપા મને કહેતા.

મહેતાજી—બરાબર, પોળથી મોટા ભાગને શેરી કહેવાય. એવી બે ચાર શેરીઓ મળીને, શું થાય, તે, છગનલાલ, તું જાણે છે?

છગનલાલ—હા, સાહેબ. મારા મામા એક ગામમાં મહેતાજી છે. એ ગામમાં ઘણી શેરીઓ છે.

મહેતાજી—કેટલીક શેરીઓ એકઠી મળીને, ગામ થાય છે. ઘણાં ગામ મળીને તાલુકો થાય.

એક છોકરો—પણ સાહેબ, આપણું અમદાવાદ, શહેર કહેવાય છે, તેનું કારણ શું હશે?

મહેતાજી—રૂસ્તમજી, તારી શંકા ખરી છે. જેમાં ઘણી પોળો કે શેરીઓ આવી હોય, અને મોટા મોટા રસ્તા, ચૌટાં, હવેલીઓ તથા બગીચા હોય, તે શહેર કહેવાય. તાલુકાની અંદર ગામ, અને કોઈ કોઇ તાલુકામાં શહેર હોય છે. આજની આટલી વાત બરાબર યાદ રાખજો.

---

## દિવસ ૨ જો.

મહેતાજી—વિશ્વનાથ, કાલે આપણે શા વિષે વાત કરી, તે તને સાંભરે છે?

વિશ્વનાથ—હા, સાહેબ; પોળ, શેરી, ગામ, તાલુકો અને શહેર કોને કહેવાય, તે આપે કાલે સમજાવ્યું.

મહેતાજી—જમનાદાસ, આપણે બેઠા છીએ, તે ઓરડાને કેટલી બાજુઓ છે?

જમનાદાસ—સાહેબ; ચાર બાજુ છે.

મહેતાજી—એ ચાર બાજુ તે ચાર દિશા કહેવાય છે. તેમાંની એક દિશાને પૂર્વ, એકને પશ્ચિમ, એકને ઉત્તર, અને એકને દક્ષિણ, એ પ્રમાણે નામ આપેલાં છે.

એક છોકરો—પણ સાહેબ, તે ઓળખવી શી રીતે ?

મહેતાજી—

જે બાજુમાં સૂરજ ઉગે, તે પૂર્વ દિશા.

જે બાજુમાં સૂરજ આથમે, તે પશ્ચિમ દિશા.

પૂર્વ દિશા તરફ મ્હોં કરીને ઉભા રહીએ, તો આપણા ડાબા હાથ તરફની બાજુ તે ઉત્તર દિશા; અને જમણા હાથ તરફની બાજુ તે દક્ષિણ દિશા.

આપણા માથા ઉપરની ઉંચેની દિશા, તે આકાશ.

આપણા પગ તરફની નીચેની દિશા, તે પાતાળ.

રાત્રે ઉત્તર ધ્રુવના તારા ઉપરથી દિશા ઓળખાય છે. એ તારા સામે આપણે ઉભા રહીએ, તો આપણા જમણા હાથ તરફની પૂર્વ, ડાબા હાથ તરફની પશ્ચિમ અને પીઠ તરફની દક્ષિણ દિશા.

પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, અને દક્ષિણ એ ચાર દિશાની વચ્ચે ચાર ખૂણા છે.

પૂર્વ અને ઉત્તર, એ દિશાની વચ્ચેનો ખૂણો ઇશાન.

પૂર્વ અને દક્ષિણ, એ દિશાની વચ્ચેનો ખૂણો અગ્નિ.

પશ્ચિમ અને ઉત્તર, એ દિશાની વચ્ચેનો ખૂણો વાયવ્ય.

પશ્ચિમ અને દક્ષિણ, એ દિશા વચ્ચેનો ખૂણો નૈઋત્ય.

એક છોકરો—સાહેબ, આ તમે ઓરડાની દિશા સમજાવી; પરંતુ પાટિયા ઉપર નકશો ટાંગ્યો છે, તેની દિશા એ રીતે ના ઓળખાય.

મહેતાજી—જીવણલાલ, તારૂં કહેવું ખરૂં છે. નકશાની દિશા ઓળખવાની રીત જૂદી છે.

નકશાની સામે આપણે ઉભા રહીએ, તો આપણા
માથા તરફની એટલે ઉપરની, તે ઉત્તર દિશા;
પગ તરફની એટલે નીચેની, તે દક્ષિણ દિશા;
આપણા જમણા હાથ તરફની, તે પૂર્વ દિશા;
અને ડાબા હાથ તરફની, તે પશ્ચિમ દિશા.

નકશાની દિશા ઓળખવાની રીત, ઉપર સમજાવી; પણ નકશો કોને કહેવાય, એ કોઇ જાણો છો?

છોકરા—ના, સાહેબ.

મહેતાજી—સાંભળો; અમુક જગ્યાનાં હદ નિશાન બરાબર બતાવનાર આકાર, તે તેનો નકશો કહેવાય. જે વસ્તુનો નકશો કરવાનો હોય, તેનું પૂરેપૂરૂં કદ, નકશામાં આવી શકે નહિ ત્યારે તેના મુળ કદનો અમુક ભાગ લઇ તેનો આકાર દોરવામાં આવે છે. મુળ કદને બદલે આવો જે ભાગ લંબાઇ અને પહોળાઇ એ બંનેમાં સરખો લેવામાં આવે તેને ઇંગ્રેજી ભાષામાં સ્કેલ કહે છે. સ્કેલ વાપરવાથી ખરો આકાર દોરાય છે, તે નકશો કહેવાય છે. નકશો, કાગળ, જમીન અને પાટિયા ઉપર દોરી શકાય. આજનો વિષય ઘેર જઇને સારી રીતે સંભારી જજો.

## દિવસ ૩ જો.

મહેતાજી—બાપાલાલ, ગઇ કાલની વાત તને યાદ છે કે?

બાપાલાલ—હા, સાહેબ. ગઈ કાલે આપે દિશા, ખૂણા, સ્કેલ, અને નકશા, એ વિષે સમજણ આપી.

મહેતાજી—આપણું શહેર અમદાવાદ કહેવાય છે, તેનું કારણ તમારે જાણવું જોઇએ. અહમદશાહ નામના એક બાદશાહે આ શહેર વસાવેલું હોવાથી, તે અહમદ અને આબાદ એવા બે શબ્દો મળીને, અહમદાબાદ કહેવાયું. તે હવે અમદાવાદ કહેવાય છે. જુની ચોપડીઓ ઉપરથી જણાય છે કે, અહમદશાહની પહેલાં આ શહેરની હયાતી હતી.

કરણ નામના રાજાએ આ શહેર બંધાવેલું હોવાથી તેનું નામ કર્ણાવતી અગર શ્રી નગર હતું.

ચૂના તથા ઇંટો અગર પથરાથી ચણેલી મોટી ભીંતોને કોટ અથવા કિલ્લો કહે છે. અમદાવાદ શહેરને એવો એક ફરતો કોટ છે. એની લંબાઈ (ઘેરાવો) આશરે સાડાપાંચ મૈલ છે, ઉંચાઇ સરાસરી સાડાસાત ગજ છે, અને જાડાઈ અઢી ગજ છે. કોટને દરવાજા છે.

શહેરની મુસાફરીએ આપણે નીકળીએ. આપણી મુસાફરી તુટક થાય નહિ, માટે આપણે રેલ્વે સ્ટેશન આગળથી નિકળીને છેવટે પાછા ત્યાંજ આવીને ઉભા રહીશું. પરંતુ તે પહેલાં, શિવપ્રસાદ, તું મને કહીશ કે, એ સ્ટેશન હું કોને કહું છું?

શિવપ્રસાદ—હા, સાહેબ. હું આગગાડીમાં બેસીને, સુરત ગયેલો છું. રેલ્વે સ્ટેશન ઉપરથી આગગાડીમાં બેસાય છે. પરગામથી આવીએ, ત્યારે ત્યાંજ ઉતરાય.

મહેતાજી—એ જ સ્ટેશન. ત્યાં આપણે ઉભા રહીએ. સવારમાં સૂરજ આ દિશામાં ઉગે છે તેથી અમદાવાદ શહેરની પૂર્વ દિશામાં સ્ટેશન આવ્યું, એમ કહેવાય. આ સ્ટેશન ઉપર દક્ષિણ દિશાએ મુંબાઇથી, પશ્ચિમે કાઠિયાવાડમાંથી અને ઉત્તરે આબુ તથા પ્રાંતિજથી આવતી ગાડીઓ એકઠી થાય છે. અહીંથી માલ ચઢે છે, તથા ઉતરે છે. સામે મસ્કતી માર્કેટ છે. આપણે પહેલાં પાંચકુવા દરવાજાએ જઈએ.

જગન્નાથ—સાહેબ, ત્યાં આગળ પાંચકુવા જોડાજોડ છે.

મહેતાજી—એથીજ ત્યાં આગળના દરવાજાને પાંચ કુવાનો દરવાજો કહે છે. ત્યાં જવાને આપણે આ સડક ઉપર ચાલીએ છીએ, એને રીડરોડ કહે છે. આપણા શહેરમાં મી. રીડ નામના એક કલેકટર સાહેબ થઇ ગયા. તેમના વખતમાં આ સડક તૈયાર થયેલી હોવાથી, તેનું નામ આવું પડયું છે.

દરવાજાની પહેલાં દવાખાનું છે. રાવ બહાદુર રણછોડ-લાલ છોટાલાલ, એ નામના શ્રીમંત સાઠોદરા નાગર ગૃહસ્થ આ શહેરમાં થઇ ગયા, તેમણે આ દવાખાનું કાઢેલું હોવાથી, તે રણછોડભાઇનું દવાખાનું કહેવાય છે. સ્ત્રીઓ માટેનું દવાખાનું પણ અહીં જોડાજોડ છે, ત્યાં સુવાવડી સ્ત્રીઓની માવજત થાય છે એ દવાખાનું રા. બા. રણ-છોડલાલે સ્થાપેલું છે. તેને જ્યુબિલી હોસ્પિટલ કહે છે. આ બન્ને દવાખાનાંમાં લોકોને દવા મફત મળે છે.

સડક ઉપર મોટા થાંભલા છેટે છેટે દાટયા છે. તેની વચમાં વાળા બાંધ્યા છે. એને ઇંગ્રેજીમાં ટેલિફોન કહે છે તેની મારફતે એક જગ્યાએથી બીજી જગ્યાએ કાન માંડીને વાત કરાય છે. બીજા થાંભલા વિજળી માટેના છે.

પશ્ચિમમાં જે સિદ્ધી સડક દેખાય છે, તે ઉપર ચાલ્યા જઇએ તો ભદ્રકાળી માતાના મંદીર આગળ જઇને, ઉભા રહીશું. ત્યાં આપણે પાછીથી જઇશું.

આ સડક ઉપર લગાર સિદ્ધા ચાલીને ખાડિયામાં વળીએ; પોલીસ ગેટની પૂર્વમાં નજીક સાઠોદરા નાગરોના અને પશ્ચિમમાં લગાર છેટે વિસનગરા નાગરોના હાટકેશ્વર મહાદેવનાં દેવાલય છે. ગેટ આગળથી રાયપુર જતાં રા-ધાવલ્લભનું મંદિર છે. પૂર્વમાં સારંગપુરમાં જઇએ એટલે સારંગપુર દરવાજે આવી પહોંચ્યા. અહીં રણછોડજીનું તથા બીજાં કેટલાંક હિંદુ મદિરો અને પંચમુખી હનુ-માનનું દહેરૂં દર્શન કરવા લાયક છે. દોલતખાનામાં એક તોડાની તથા મહમદ ઘોસની મસીદ જોવા લાયક છે.

સારંગપુરમાંથી રાયપુરમાં જવાની સડક છે. ત્યાં શારદા મઠ ( ગુરૂ મંદિર ) તથા મી. ભાઇશંકર નાનાભાઇની હવેલી છે. પાસે તેમના નામની લાયબ્રેરી છે. તેમાં લોકોને મફત વાંચવાનું મળે છે. તેની નીચે રેવાબાઇનું દવાખાનું છે, તેમાં ગરીબોને મફત દવા મળે છે. પાસે દ્વારકાંનાથજીનું મંદિર છે.

અહીંથી પાંચકુવા દરવાજા આગળની મૂકેલી સડકે પાછા વળીએ. એ સડક ઉપર ચાલતાં ચોટામાંના ફુઆરા આ-ગળ આવીને ઉભા રહીએ.

## દિવસ ૪ થો.

મહેતાજી—કેશવલાલ, તું વારૂ કહીશ કે આપણે ગઇ કાલે ક્યાં સુધી આવ્યા ?

કેશવલાલ—સાહેબ, પાંચકુવા દરવાજાવાળી સડકે ચાલતાં ચોટામાંના ફુઆરા આગળ આવીને અટક્યા.

મહેતાજી—આપણે આવ્યા તે સડકને રીચીરોડ કહે છે. અત્રે અગાઉ થયેલા મી. રીચી નામના એક કલેક્ટર સાહેબના વખતમાં આ સડક થયાથી તેનું એવું નામ પડયું છે. આ સડક ઉપર શેઠ મણીલાલ રણછોડલાલ લાય-બ્રેરી છે, તેમાં લોકોને મફત વાંચવાનું મળે છે. જોડાજોડ બાળા હનુમાનનું દહેરૂં છે.

પછી પતાસાની પોળ આવે છે. ત્યાં આગળ શ્રાવક કોમનું મહાવીર સ્વામીનું દેવાલય જોવાલાયક છે.

પછી પૂલ આવ્યો એને ફર્નાન્ડીઝ બ્રીજ કહે છે. મી. ફર્નાન્ડીઝ નામના મેજીસ્ટ્રેટના નામ ઉપરથી આ નામ પડયું છે.

પૂલથી આગળ ચાલતાં માણેકચોક પોસ્ટ ઓફિસ છે.

એક છોકરો—સાહેબ પોસ્ટ ઓફિસ, એટલે શું ?

મહેતાજી—પોસ્ટ ઓફિસ, એ ઇંગ્રેજી નામ છે; એમાં ગામ પરગામ જવાના કાગળો નંખાય છે. એની મારફતે એક ગામથી બીજે ગામ નાણું મોકલાવી શકાય છે, અને રૂપિયા વ્યાજે મૂકાય છે. પોસ્ટ ઓફિસમાંથી ગામપરગામથી આવેલા કાગળો મળે છે. તે ત્યાંના સિપાઇઓ લાવીને આપણે ઘેર પહોંચાડી જાય છે. પરંતુ માણેકચોકની પોસ્ટ ઓફીસમાંથી ગામપરગામના કાગળો વહેંચાતા નથી. પોસ્ટ ઓફિસના ઉપરીને પોસ્ટ માસ્તર કહે છે.

અહીંથી આગળ ચાલ્યા. એટલે ફુઆરા આગળ એક મોટું મકાન છે. એ રેલવેની પારસલ તથા ટીકીટ ઓફિસ છે. અહીં રેલવેમાં મોકલવાના દાગીના લેવામાં આવે છે તથા રેલવેની ટીકટો મળે છે. આ મકાનને વલંદાની હવેલી કહે છે. તેનું કારણ એ છે કે વલંદાઓ અમદાવાદમાં આવ્યા ત્યારે તેમણે આ જગ્યાએ વેપારનું મથક કર્યું હતું. ફુઆરો રા. બા. રણછોડલાલ છોટાલાલના ખર્ચથી બંધાવેલો છે. પાસે ગેઇટી નાટકશાળા છે.

સામે મુસલમાનોને નિમાજ પઢવાની મોટી મસીદ છે. તેનું નામ જુમામસીદ છે. તેને ત્રણ બારણાં છે. મસીદ તમામ ખારા પથ્થરની બાંધેલી છે. નિમાજ પઢવાની જગ્યાએ આરસપહાણનું કામ છે. મસીદની વચમાં હોજ છે. થડમાં સુલતાન અહમદનો રોજો છે. તે બાદશાહનો હજીરો કહેવાય છે. પૂર્વ તરફ રાણીનો હજીરો છે. તેમાં રાણીઓની કબરો છે.

અહીં માણેકચોક નામનું ચોટું છે.

એક છોકરો—સાહેબ, મારા બાપા એક દિવસ કહેતા કે, શહેરનો કોટ બંધાયો, ત્યારે માણેકનાથ નામનો એક બાવો હતો. તેણે એક ગોદડી કરી હતી. તેમાં તે સવારથી સાંજ સુધી દોરા ભર ભર કરે, અને રાત થાય ત્યારે દોરા કાઢી નાંખે, એટલે તે દિવસે ચણ્યો હોય એટલો કોટ પડી જાય. આ વાતની ખબર બાદશાહને પડતાં, તેણે બાવાને બીજી કોઇ કરામત હોય તો તે બતાવવા કહ્યું. બાવાએ જણાવ્યું કે, હું બદનામાં મોઢેથી પેસીને નાળચેથી નિકળું છું. બાવો પોતાની કરામત બતાવવાને બદનામાં મોઢેથી પેસી નાળચેથી નિકળવા જાય છે, એટલામાં બાદશાહે નાળચે અને બદનાને મોઢે હાથ દઇને બાવાજીને રોકયા. પછી એવી સરત થઇ કે માણેકનાથે કોટ પાડી નાખવો નહિ અને બાદશાહે તેના બદલામાં તેનું નામ રહે એવું કરવું. એ ઉપરથી બાવાનું નામ રાખવા ચોટાનું નામ માણેકચોક પાડયું.

મહેતાજી—આ ચોટામાં જૂદી જૂદી જાતનાં ગરમ તથા સુતરાઉ કપડાં વેચાય છે. શિવાય, બીજી તરેહવાર ચીજો મળે છે. દરરોજ બપોરથી સાંજ સુધીમાં લોકોનો મોટો જથ્થો માલ ખરીદવા આવે છે; આવા ભરાતા બજારને ગુજરી કહે છે. જુમામસીદની દક્ષિણે શાક બજાર છે. ત્યાં શાક વેચાય છે. નજીકમાં માંડવીની પોળ છે. શહેરમાં એ પોળ મોટામાં મોટી છે. એમ કહેવાય છે કે, આ જગ્યાએ અગાઉ નદી વહેતી અને મડદાં બાળવામાં આવતાં. પોળ આગળ અશાણીઆ હનુમાનનું દહેરૂં છે. પાસે નાણાવટીઓની તથા ઝવેરીઓની દુકાનો છે.

આજે અહીંથી ઘેર જાઓ.

---

## દિવસ ૫ મો.

---

મહેતાજી—બોલો, કાલે આપણે છેલ્લું શું જોયું?

છોકરા—શાક બજાર, સાહેબ.

મહેતાજી—હવે પશ્ચિમમાં ચાલ્યા, એટલે મોટામાં મોટું ચોટું આવ્યું. વિલાયતી દવા, છત્રી, ચિનાઇ વાસણ, મેવા અને ભાત ભાતની ચીજ અહીં મળે છે. દર શુક્રવારે બજાર ભરાય છે. તેનો લાભ લેવા ગામડાંમાંથી ઘણા લોક આવે છે. અમદાવાદ શહેર સ્થાપનાર સુલતાન અહમદ પહેલાના માનમાં રબી ઉલ-આખરની તા. ૪ થીએ અહીં મેળો ભરાય છે.

આ ત્રણ દરવાજા આવ્યા. દરવાજાની અંદર કિલ્લો છે. તે ભદ્રનો કિલ્લો કહેવાય છે. કિલ્લાની પૂર્વમાં ખાસ બજાર છે. અસલના વખતમાં બાદશાહોનું બજાર આ હતું. એ બજારમાં પૂર્વ તરફથી પેસવાને આ દરવાજા છે. ઉત્તર તરફથી પેસવાને સીલાહ ફરોશ જેને લોકો સલાપોશ કહે છે તે, અને દક્ષણથી પેસવાને બારનો, એ પ્રમાણે દરવાજા હતા. એ દરવાજા પાડી નાંખવામાં આવ્યા છે.

ભદ્રના કિલ્લામાં મહેલ હતો. એ આઝમખાન નામના એક સરદારે બંધાવેલો હોવાથી, આઝમખાનનો મહેલ કહેવાય છે. મહેલની અંદર ભોંયરૂં છે. તેમાં દરેક બાજુએથી ઉતરવાનાં પગથીઆં અને ફુઆરો છે. આ જગ્યાએ હાલ પોસ્ટ ઓફિસ અને દિવાની કચેરીઓ થયેલી છે. શહેરમાં મોટી પોસ્ટ ઓફિસ આ છે. ગામ પરગામથી આવતા કાગળો ફક્ત અહીં વહેંચાય છે. પરગામથી આવેલા પૈસા પણ અહીંજ મળે છે.

પોસ્ટ ઓફિસની પાસે ભદ્રકાળી માતાનું મંદિર છે. કિલ્લાને મથાળે મધ્યમાં એક મોટું ઘડિયાળ છે. તે વાગે છે, ત્યારે આખા શહેરમાં સંભળાય છે. અહીં ભદ્રનો દરવાજો છે. નજીકમાં મોટી તાર ઓફિસ છે.

સામે પૂર્વમાં મી. ફિલપોટસ સાહેબનું બાવલું છે. એ સાહેબ અગાઉ આ શહેરના ડિસ્ટ્રીક્ટ જડજ હતા. બાવલાની જોડે બાગ છે. તે ટેમ્પલ ગાર્ડન કહેવાય છે. સર રીચર્ડ ટેમ્પલ આપણા ઇલાકાના ગવર્નર સાહેબ થઇ ગયા, તેમના નામ ઉપરથી બાગનું નામ પડયું છે.

એક બાજુ ઉપર સરકારી મીડલ સ્કુલ છે. જોડે હિમાભાઇ ઇન્સ્ટિટયુટ નામની લાયબ્રેરી છે.

બીજી બાજી ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું મકાન છે. આ સોસાઇટી, ગુજરાતના લોકોમાં વિદ્યાનો વધારો કરવાના તથા ગુજરાતી ભાષા સુધારવાના હેતુથી સ્થપાઇ છે. તે વળી કેટલાક જાહેર ફંડોનો કારભાર કરે છે. એના મકાન ઉપર પ્રેમાભાઇ હૉલ બાંધેલો છે. તેમાં જાહેર ભાષણો થાય છે. પાસે ખાન બહાદુર જહાંગીરજીનો બંગલો તથા કારંજવાળાનું મકાન છે. કરંજ એટલે હોજ. આ જગ્યાએ અગાઉ હોજ હતો. તે પહેલાં કરંજ અને પછીથી કારંજ કહેવાયો. કારંજાવાળાના મકાનની નીચે ભોંયરૂં છે તે હોજ હતો. વાયવ્ય ખૂણામાં અલેકશાખાનની મસીદ છે. દક્ષિણે શાહખુબની મસીદ છે. નૈઋત્ય ખૂણામાં

અલેફની મસીદ છે. અગ્નિ ખૂણામાં હોપ માર્કીટ છે. ઉત્તર તરફની સડક ઉપર પારસીઓની ધર્મશાળા છે. તેની ઉત્તરે નવાબ સુજાત ખાનની મદ્રેસા, મસીદ અને રોજો છે. આ મસીદમાં આરસપહાણનું કામ ઉત્તમ છે. નજીકમાં ભીડભંજન હનુમાનનું દહેરૂં છે.

આજે આટલું યાદ રાખજો.

## દિવસ ૬ ઠો.

મહેતાજી—કેમ, કલ્યાણરાય? ગઇ કાલે આપણે ક્યાં સુધી આવ્યા?

કલ્યાણરાય—સાહેબ, ભદ્રની માંહેના કેટલાંક મકાન જોયાં.

મહેતાજી—આજે ભદ્રની અંદરની સરકારી ઓફિસ આપણે જોઇશું. ભદ્રના કિલ્લામાં પોસ્ટ ઓફિસની પાસે, ખૂણામાં દિવાની ખાતાની કચેરીઓ બેસે છે. તેમાં ડિસ્ટ્રીક્ટ અને સેશન્સ જડજ, જોઇન્ટ જડજ અને આસિસ્ટન્ટ જડજ સાહેબની કોર્ટ, સ્મોલકોઝ કોર્ટ, ફર્સ્ટક્લાસ સબોર્ડિનેટ જડજ સાહેબની કોર્ટ અને જોઇન્ટ સબ જડજ સાહેબની કોર્ટ છે. નજીકમાં ડિસ્ટ્રીક્ટ કોર્ટનું દફતરખાનું અને દિવાની જેલ છે. લેવડદેવડની ફરિયાદ સાંભળનારને સબોર્ડિનેટ જડજ કહે છે. તેમના ઉપરી ડિસ્ટ્રીક્ટ જડજ છે. સબોર્ડિનેટ જડજના ચૂકાદા ઉપરની અપીલ આ જડજ સાંભળે છે. તેજ જડજ સેશન્સ જડજ તરીકે ખૂન તથા લૂટફાટ વિગેરેના મોટા ફોજદારી ગુન્હા સાંભળી તેમનો નિકાલ કરે છે.

બીજું સરકારી ખાતું કેળવણી ખાતું છે. આપણી નિશાળો ઉપર ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર સાહેબ તપાસ રાખે છે,

તેમના ઉપરી ઉત્તર વિભાગના ઇન્સ્પેકટર સાહેબ છે. તેમની ઓફિસ ભદ્રના દરવાજાની અંદર આવેલી છે.

ભદ્રના દરવાજાની જોડે તાર ઓફિસ છે.

જોડાજોડ પશ્ચિમમાં એક્ઝિક્યુટિવ એન્જીનિયર સાહેબની ઓફિસ છે. આ અધિકારી જાહેર મકાનો તથા રસ્તા વિગેરે બનાવરાવે છે, અને તેમને દુરસ્ત રખાવે છે.

પશ્ચિમમાં નદી છે.

એક છોકરે.—સાહેબ, એ નદી, મેં દીઠી છે.

મહેતાજી—નદીમાં પાણી વરસાદનું છે. આપણે આપણા ઘરમાં જોઇએ છીએ કે, ઉન્હાળામાં અગર ચાહદાનીમાં પાણી ભરી, તેને ચૂલા ઉપર મૂકયાં હોય, તો તેમાંથી વરાળ નિકળે છે, એ જ પ્રમાણે સૂરજના તાપથી પાણીની વરાળ થઇને, ઉંચે જાય છે તેનાં વાદળાં બની, વરસાદ આવે છે. જમીનના ઉંચા ટેકરાને ડુંગરા કહે છે. તેમાંથી મીઠા પાણીનો પ્રવાહ નિકળીને, ઢળતી જગ્યા ઉપર થઇને જાય, અને સમુદ્રને કે સમુદ્રના ફાંટાને અથવા રેતીના રણને મળે, તે નદી કહેવાય. ખારા પાણીના મોટા સમૂહને સમુદ્ર કહે છે.

એક છોકરો—સાહેબ, મારા બાપા દાકતર છે. તેમની ઇસ્પિતાલમાં વરસાદનું માપ લે છે. એ શું?

મહેતાજી—વરસાદ કેટલો પડયો, તે જાણવાની જરૂર છે, તેથી તેનું માપ લેવામાં આવે છે. તે માપ ઇન્ચથી લેવાય છે. જે પ્રદેશ ઉપર વરસાદ પડે, તે બિલકુલ સપાટ હોય, અને આખા વર્ષમાં પડેલું પાણી જમીન ચૂસે નહિ, તાપથી સૂકાય નહિ, અને વહી ન જતાં જેમનું તેમ રહે, તો જેટલા ઇન્ચ ઉંડું પાણી થાય, તેટલા ઇન્ચ વરસાદ પડયો એમ ગણાય છે. આપણા શહેરમાં વર્ષે સરેરાશ ૨૫—૩૦ ઇન્ચ વરસાદ પડે છે. નુરમહમદ, બોલ, આપણી વાત કયાંથી રહી છે?

નુરમહુમદ–સાહેબ, આપે છેવટે કહ્યું કે પશ્ચિમમાં નદી છે.

મહેતાજી—એ નદીનું નામ સાબરમતી છે. અમદાવાદ શહેર તેને કાંઠે છે.

ભદ્રમાંથી નિકળી, નદી તરફ જતાં મુંબાઇ બેંકની શાખા છે. અહીં સરકારી નાણાં રહે છે, તેની લેવડદેવડ થાય છે અને લોકો વ્યાજે નાણાં મૂકી શકે છે. તેની પાસે એક નાનો કિલ્લો હતો તેમાં કેટલાક સરકારી અમલદારોની ઓફિસો હતી.

શહેરમાં બનતા ગુન્હા ઉપરની ફરિયાદો સિટિ મેજીસ્ટ્રેટ સાંભળે છે.

લોકોની આવક ઉપરનો કર એકઠો કરનાર, અને સરકારનાં નાણાં સંબંધી બિલ તથા સરકારી નોકરોના પગાર અને પેન્શન વિગેરે સરકારી ત્રિજોરીમાંથી આપવાનું મંજુર કરનાર, તે ઇન્કમટેક્ષ કલેક્ટર, અને ટ્રેઝરી ઓફીસર કહેવાય છે.

ભાડા ચિઠ્ઠીઓ અને જૂદી જૂદી જાતના દસ્તાવેજ વિગેરેની સરકારી નોંધ રાખનાર તે સબ રજીસ્ટ્રાર છે.

આખા જીલ્લાની મહેસુલ ઉઘરાવનાર જીલ્લાના ઉપરી, તે કલેક્ટર સાહેબ કહેવાય.

ઉપરના તમામ અધિકારીઓની તથા શહેરની માપણી કરનાર સિટિ સર્વે ઓફિસરની ઓફિસ આ જગ્યાએ હતી. તે સન ૧૯૧૯ ના એપ્રિલ માસના તોફાનમાં બળાયાથી હાલમાં ફરીથી બંધાય છે.

નજીકમાં ખાસકરી દરવાજો છે. પૂર્વ તરફ જતાં ઉત્તર દસક્રોઇ તાલુકાના મામલતદાર સાહેબની કચેરી છે. તેની એક બાજુએ લાલ દરવાજો છે. બીજી બાજુએ સીદીસૈયદની મસીદ છે તેની પશ્ચિમ તરફની બે બારીઓમાં ડાળીઓ સાથેનું ઝાડનું કોતરકામ છે. એની છબીઓ વિલાયતમાં લઇ જવામાં આવે છે.

આજે આટલેથી આરામ લો.

---

## દિવસ ૭ મો.

મહેતાજી—ડાહ્યાભાઇ, ગઇ કાલે આપણે છેલ્લું શું જોયું?

ડાહ્યાભાઇ—સાહેબ, સીદીસૈયદની મસીદ જોઇ.

મહેતાજી—આપણે પાછા ભદ્રમાં નદી તરફ પેસો. આપણા કેળવણી ખાતાના ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટર સાહેબની ઓફિસ આગળ થઇને, નદી તરફ જતાં એક મસીદ આવે છે. આ મસીદ અમદાવાદ શહેર સ્થાપનાર અહમદશાહ બાદશાહે પહેલ વહેલી બાંધેલી, એમ કહેવાય છે, નજીકમાં મહાદેવનો આરો છે. ત્યાં કૃષ્ણ મંદિર તથા મહાદેવનાં દેવાલયો છે. જોડે ગણેશ બારી તથા માણેક બુરજ છે. શહેરની સ્થાપના કરતી વખતે, આ બારી પ્રથમ કરેલી એમ કહેવાય છે. માણેક બુરજ, શહેરના પાયાના પથ્થરની આસપાસ બાંધ્યો છે, એમ મનાય છે. આ બુરજની અંદર માણેક કૂવો, એ નામનો એક કૂવો હતો, તે પૂરી નાંખ્યો છે.

એક છોકરો—સાહેબ, પેલા માણેકનાથ બાવાની વાત મેં કરી, તે વાતમાં આવેલો ખદનો આ બુરજની નીચે રાખ્યો છે, તેથી બુરજનું નામ માણેક બુરજ પડયું છે, એમ કહેવાય છે.

મહેતાજી—બારીને આરેથી શહેરમાં પેસીએ, તો નજીકમાં મઝેનો બગીચો છે તે જુઓ.

આપણા મહાકૃપાળુ મર્હુમ મહારાણી શ્રી વિકટોરીયાના માનમાં એ બગીચો કરવામાં આવેલો છે, તે વિકટોરિયા ગાર્ડન કહેવાય છે. તેમાં મહારાણીજીનું સુંદર બાવલું મૂકેલું છે. પાસે શેઠ બહેચરદાસ અંબાઇદાસની મિલ છે.

આપણે અહીં ચાલીએ છીએ, તે સડકને એલિફન્ટરોડ કહે છે. આ રસ્તા ઉપર મિશન સ્કૂલ, પ્રાર્થનાસમાજનું મંદિર અને મેલ ટ્રેનિંગકોલેજ છે. મિશન સ્કૂલમાં ઇંગ્રેજી શિખવાય છે; તેનો વહિવટ આયરીશ પ્રેસ્બીટીરીયન લોકો

કરે છે. પ્રાર્થના સમાજ, એ ઇશ્વરને નિરાકાર ધારી, તેની ભક્તિ કરનાર મંડળ છે. મેલ ટ્રેનિંગ કાલેજમાં ઉંચા પ્રકારની ગુજરાતી કેળવણી આપવામાં આવે છે. તેમાં શિખનારા વિદ્યાર્થીઓ પાછળથી નિશાળના મહેતાજી થાય છે. નજીક સ્ત્રીઓ માટેની શાળા છે, તે ફિમેલ ટ્રેનિંગ કાલેજ કહેવાય છે.

સામે સ્ત્રીઓ માટેની લાયબ્રેરી છે; તે મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઇની યાદગીરીમાં સ્થપાએલી હોવાથી, ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યુટ કહેવાય છે.

નજીકમાં પારસીઓની અગીઆરી છે.

એક પારસી છોકરો—સાહેબ, એ જગ્યા ઉપર શેઠ ખરશેદજી બહેરામજી નાણાવટીવાળી અગીઆરી હતી. આ આતશ દાદગા તથા પાસેની ચેહેલી અને તેને લગતા મકાનો શેઠ નવરોજી તથા શેઠ જહાંગીરજી પેસ્તનજીએ તેમનાં માતાજી તથા પિતાજીના પુન્યમાં ધર્મના કામ માટે આપ્યાં છે.

મહેતાજી—આ રસ્તો આસ્તોડીયાનો આવ્યો; ચકલામાં દસ્તુરખાનની મસીદ છે; એમ કહેવાય છે કે, શહેરનો કિલ્લો સુધારવાનું કામ ચાલતું, ત્યારે તેની પાછળ રોકાએલા દરેક મજુરની પાસેથી રોજ એકેક બદામ લઇ, એકઠી કરેલી રકમમાંથી આ મસીદ બાંધવામાં આવી. અહીં કાજીનું ધાબુ છે. અગાઉ ત્યાં ભણવાને મદ્રેસા હતી. પછી આસ્તોડીઆ દરવાજે જઇએ. ત્યાંઆગળ રાણી શિપ્રાની મસીદ છે. એ મસીદ અમદાવાદ વસાવનાર સુલતાન અહમદની રાણી શિપ્રાની છે.

## દિવસ ૮ મો.

મહેતાજી—કેમ, હરિલાલ, ગઇ કાલે આપણે કયાં સુધી આવ્યા ?

હરિલાલ—સાહેબ, આસ્તોડિયા દરવાજા સુધી આવ્યા.

મહેતાજી—પશ્ચિમમાં જમાલપુરનો અને પછી ખા-

નજહાનને દરવાજે આવશે. આસ્તોડિયા અને જમાલપુરની વચ્ચે મુદો દરવાજો હતો. તે હવે બંધ કરી દીધો છે. જમાલપુરમાં સરકારી દવાખાનું, પોસ્ટઑફિસ તથા એક મોટો કિલ્લો છે. તે કિલ્લાને ગાયકવાડની હવેલી કહે છે. તેમાં આ શહેરની પોલિસના ઉપરી ઇન્સ્પેક્ટરની ઑફિસ છે. ચોરીઓ તથા ખૂન અને લૂંટફાટ વિગેરેના ગુન્હા ના બને અને લુચ્ચા લોકોનો ભય રહે નહિ, તે ઉપર પોલિસ ખાતું દેખરેખ રાખેછે. પૂર્વ તરફ એક નાનો કિલ્લો સીદીસઇદની હવેલી અને રોજો છે. પૂર્વમાં કાચની મસીદ છે. ઉત્તર તરફ નવ લાંબી કબરો જોડાજોડ છે, તેને નવ પીર કહે છે. કર્નલ ગાર્ડર્ડે અમદાવાદ શહેર લીધું ત્યારે જમાલપુર દરવાજેથી હલ્લો કર્યો હતો. તે દરવાજાની પાસે હેબતખાનની મસીદ છે. જમાલપુરમાં રબઉિલ આખરની તા. ૧૦-૧૧ ને રોજ હજરત પીરાન પીર સાહેબનો ઉરસ ભરાય છે.

ખાનજહાન દરવાજે જુનું વોટર વર્કસ હતું. નજીકમાં ઇંગ્રેજોનું કબરસ્તાન છે. ઉત્તરમાં રાયખડ દરવાજો આવ્યો.

એક છોકરો—સાહેબ, આપણે એમને એમ ઉત્તર દિશામાં ચાલ્યા, એટલે ગઇ કાલવાળો એલિફન્ટરોડ આવ્યો.

મહેતાજી—ફિમેલ ટ્રેનિંગ કોલેજથી લગાર આઘે જઇ, ઉત્તર દિશાની સડક ઉપર ચઢો.

એક છોકરો—સાહેબ, એ કોઠો આવ્યો.

મહેતાજી—એ મકાન મ્યુનિસિપાલિટીનું છે. એને સાધારણ લોકો કોઠાના નામથી ઓળખે છે. શહેરના રસ્તા સાફ રખાવવાનું, દીવાબત્તી સળગાવવાનું, લોકોની સુખાકારી સંભાળવાનું તથા શરૂઆતની કેળવણી આપવાનું એ કામ મ્યુનિસિપાલિટી કરે છે; સરકાર તરફથી નિમાયેલા અને લોકો તરફથી ચુંટાયેલા સભાસદો વડે મ્યુનિસિપાલિટીનો કારભાર ચાલે છે. સભાસદો ચુંટવાનું કામ દર ત્રણ ત્રણ

વર્ષે થાય છે. મ્યુનિસિપાલિટીના સભાસદો કાઉન્સિલરો કહેવાય છે. તેમના ઉપરીને પ્રેસિડન્ટ કહે છે.

એક છોકરો—સાહેબ, પેલા અનાજના ઢગલા પડયા છે.

મહેતાજી—એ દાણાપીઠું કહેવાય છે. અહીં અનાજ વેચાય છે. ત્યાં આગળ દક્ષિણ દસક્રોઇ તાલુકાના મામલતદાર સાહેબની કચેરી છે.

આગળ ચાલ્યા, એટલે જુમામસીદ અને શાક બજાર આવ્યાં. ત્યાં થઇને, રાયપુરમાં જઈશું. આ રસ્તો મદનગોપાળની હવેલી તરફનો છે. વચમાં એક લાયબ્રેરી છે. તે શેઠ વીરચંદ દીપચંદના ખર્ચે ચાલે છે, ત્યાં લોકોને મફત વાંચવા દેવામાં આવે છે. રાયપુરમાં પેસતાં, વડનગરા નાગરોના હાટકેશ્વર મહાદેવનું દેવાલય છે. રાયપુર ચકલામાં પોસ્ટ ઓફિસ છે. દક્ષિણમાં દરવાજો છે. ત્યાં આગળ મોરલીધરનું મંદિર અને છબીલા હનુમાનનું દેહરૂં છે. આજે આટલું.

---

## દિવસ ૯ મો.

---

મહેતાજી—રેવાશંકર બોલ, જેના કોતરકામની છબીઓ વિલાયત જાય છે તે મસીદનું નામ શું?

રેવાશંકર—સાહેબ, સીદીસૈયદની મસીદ.

મહેતાજી—ત્યાંથી પશ્ચિમમાં ખાનપુર આવ્યું. ત્યાં એક પથ્થરની મસીદ અને શાહ વઝીરૂદ્દીનનો રોજો છે. આ રોજાનાં અકબર બાદશાહના વખતમાં પાઠશાળા હતી, તેમાં અબુલ ફજલ અને ફૈઝીએ વિદ્યાભ્યાસ કર્યો. બીજો, અબદુલ વહાફ સાહેબનો રોજો છે. ત્યાં વહેમી લોકો ભૂત કાઢવાને જાય છે.

મોહરમ માસની ૧૦ મી તારીખે તાબુત ઠંડાં કરવાનાં

હોય છે તે દિવસે આસપાસનાં ગામડામાંથી તથા શહેરમાંથી ઘણા લોક એકઠા થાય છે; તાબુતોને ખાનપુર દરવાજા બહાર લઇ જઈ, નદી આગળ ઠંડાં કરવામાં આવે છે.

ઉત્તરે શાહપુર છે. ત્યાં રા. બા. રણછોડલાલની મીલ છે. નજીકમાં શેકડીયા હનુમાનનું દહેરૂં છે. શાહપુર ચકલાની અંદર શેખ હુસેન અહમદ ચીતશીએ બંધાવેલી મસીદ છે તે દુબળા ઓલીયાની મસીદ કહેવાય છે.

પૂર્વમાં ઇડરિયા વિભાગ આવ્યો. દરવાજાને દિલ્હી કે ઇડરિયો કહે છે. અહીં સરકારી હાઇસ્કૂલ છે.

શાહપુર અને દિલ્હી દરવાજા વચ્ચે હલીમની ખડકી હતી. તે બંધ કરેલી છે. આસ્તોડિયા અને જમાલપુર દરવાજાની વચ્ચે બંધ કરેલા મુંદા દરવાજાને તથા આ ખડકીને વિષે લોકો એમ માને છે કે, એ બે દરવાજા ઉઘડે, તો શહેરમાં ખૂનરેજી થાય.

ઇડરિયામાં કુત્બુ-ઉદ-દિનની મસીદ અને શેઠ બહેચરદાસનું દવાખાનું છે. દરવાજાની પાસે પોસ્ટ ઓફિસ છે. પૂર્વમાં દરિયાપુરમાં અચરતલાલ વેરાગીનું અન્નક્ષેત્ર છે. ચકલા આગળ શેઠ ડાહ્યાભાઇ અનોપચંદની વાડી છે. તેના સામે માહારીજખાનની મસીદ છે.

દક્ષિણે મિરજાપુર છે. ત્યાં કસાઇ ખાટલો અને રાણીની મસીદ છે. નજીકમાં મુસાફરી બંગલો અને તે સામે પ્રોટેસ્ટન્ટનું દેવળ છે. બીજી બાજુ ઉપર રોમન કેથલિકનું દેવળ અને ખ્રિસ્તિ સાધુ તથા સાધુડીઓને રહેવાની જગ્યા છે.

પૂર્વમાં દરિયાપુર દરવાજો તથા પ્રેમ દરવાજો છે. પ્રેમ દરવાજા આગળ જાનવરોનું દવાખાનું છે.

અહીંથી દક્ષિણમાં પાંચપટ્ટી અને કાળુપુરમાં જવાય છે. કાળુપુરમાં સક્કર ખાનની મસીદ છે.

એક છોકરો—સાહેબ, અહીંથી દક્ષિણમાં પાંચકુવાનો

દરવાજો આવ્યો, એટલે આપણે શહેરની બધી દિશાએ ફરી વળ્યા પણ મારા ધર્મનું સ્વામિનારાયણનું મંદિર આપે બતાવ્યું નહિ.

મહેતાજી—ધીરજલાલ, સબુર રાખ. શહેરના બધા દરવાજા આપણે જોઇ વળ્યા, એ ખરી વાત, પણ શહેરની અંદરનો થોડોક ભાગ હજુ જોવાનો રહ્યો છે, તે હું તમને બતાવીશ.

ધીરજલાલ—ઠીક, સાહેબ.

મહેતાજી—મિરજાપુરથી પૂર્વમાં નગરશેઠનો વંડો આવશે. જોડે મોટામાં મોટું દવાખાનું છે. તે સિવિલ હોસ્પિટલ કહેવાય છે. આ દવાખાનામાં મોટા ડોકટર સાહેબ રહે છે, તે સિવિલ સર્જન સાહેબ કહેવાય છે. આખા જીલ્લામાં ઉપરી ડોકટર સાહેબ એ છે. લગોલગ આંખ માટેનું દવાખાનું છે.

પાસે આનંદભુવન અને શાંતિભુવન નામની બે નાટકશાળાઓ છે.

નજીકના પથ્થર કુવા આગળ પીરમહંમદશાહનો રોજો છે. ત્યાં પીરમહંમદશાહને દાટેલા છે. એ જગ્યાએ અગાઉ શહેરની ભાગોળ હતી, એમ કહેવાય છે. જમાદી-ઉલ-અવલની તા. ૨૬ મીએ પીરમહંમદશાહનો ઓરસ ભરાય છે. તે એકંદર ત્રણ દિવસ ચાલે છે. બીજું આવતી કાલે.

---

## દિવસ ૧૦ મો.

---

મહેતાજી—ગઇ કાલે આપણે પીરમહંમદશાહના રોજા આગળ આવ્યા, ત્યાંથી રસ્તો મોટા ચૌટામાં જાય છે. આ ભાગને પાનકોરનું નાકું કહે છે.

પૂર્વમાં ઝવેરીવાડ છે, ત્યાં શેઠ પ્રેમાભાઇનું મહાવીર સ્વામિનું, ચિંતામણિનું, શંભવનાજીનું અને આદિનાથજીનું એ પ્રમાણે શ્રાવક કોમનાં મંદિર છે. આદિનાથજીના મંદિરમાં ભોંયરામાં મોટા ત્રણ બિંબ જોવા લાયક છે. ત્યાંથી

થોડે છેટે ઉત્તરમાં એક ઢોરનું મકાન છે. તેમાં પશુ તથા પક્ષિઓને પાળવામાં આવે છે. નજીકમાં હસતીબીબીનો ગોખલો છે. ત્યાં રોતાં છોકરાંને હસતાં કરવાની માનતા માનવામાં આવે છે. પાસે એદ્રુસ સાહેબનો રોજો છે.

ઈશાન ખૂણામાં સ્વામિનારાયણનું મંદિર છે. ત્યાં આગળ ચૈત્ર સુદ ૯ એટલે રામનવમીને દિવસે મેળો ભરાય છે. દક્ષિણમાં રામજીનું મંદિર છે. પછી કબરો છે તેમાં એક કબર નવ ગજ લાંબી છે. તેને નવગજાપીર કહે છે. નજીકમાં અંબાજી માતાનું મંદિર છે. કેમ ધીરજલાલ, તને હવે સંતોષ થયો ?

ધીરજલાલ—હા, સાહેબ.

મહેતાજી—ઝવેરીવાડમાં થઈ, રીલીફરોડ આગળ જઈએ. ત્યાં, ઉપર નહિ ચાલતાં, નીચે ઉતરીએ. અહીં કંદોઈ ઓળ છે. અહીંથી કાળુપુરમાં જવાય છે. ચોમાસામાં અહીં પાણી બહુ વહેતું હોવાથી, આ જગ્યાને કાળુપુરનો વહેળો કહે છે. પાસે ડોશીવાડાની પોળ આવી. એ પોળને મોઢે

શેઠ મગનભાઈનું અષ્ટાપદજીનું આરસનું દહેરૂં છે. અંદરના ભાગમાં ગોસાંઈજી મહારાજનું મંદિર છે, તેમાં નટવરલાલ તથા શામળલાલની મૂર્તિયો છે.

કાળુપુર તરફ જતાં, ટંકશાળ આવે છે ત્યાં હાલ છોકરાઓની ઇંગ્રેજી નિશાળ તથા છોકરીઓની ગુજરાતી નિશાળ બેસે છે. અહીંથી સિદ્ધા જશો. એટલે કાળુપુર દરવાજે જઇને, ઉભા રહેશો; આ પ્રમાણે શહેરના માહેના ભાગની મુસાફરી પૂરી થઇ.

યાદ રાખજો કે, અમદાવાદ શહેરની વસ્તી આશરે ત્રણ લાખ માણસની છે. મુખ્ય જાતો હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તિ છે. માણેકચોકની આસપાસ અથવા શહેરના મધ્ય ભાગમાં નાગર, ક્ષત્રિ અને બ્રાહ્મણ વિગેરે ઉંચ હિંદુવર્ણ રહે છે; દક્ષિણ ભાગમાં ભાવસાર તથા કણબી વિગેરે રહે

છે; પૂર્વ ભાગમાં વાણિયા, કણબી તથા મુસલમાનની વસ્તી છે; ઉત્તર ભાગમાં કાળુપુરમાં વહોરા વસે છે; ઉત્તર દરિયામાં તથા શાહપુરમાં હિંદુ તથા મુસલમાન રહે છે અને ભદ્રના ભાગમાં મુસલમાન, પારસી, તથા દક્ષિણીની વસ્તી મુખ્ય છે.

ભાષામાં સાધારણ રીતે ગુજરાતી બોલાય છે. ઇંગ્રેજી કેળવણીનો લાભ દિવસે દિવસે વધારે લેવાતો જાય છે, તેથી ઇંગ્રેજી ભાષા ઘણેખરે ઠેકાણે વાતચિતમાં વપરાવા લાગી છે. ઘણા ખરા મુસલમાન ઉર્દુ ભાષા બોલે છે. આ બધું યાદ રાખજો. આજે જાઓ.

## દિવસ ૧૧ મો.

મહેતાજી—આજથી શહેર બહારની જગ્યા આપણે જોઇએ. સ્ટેશનથી શહેરમાં પેસતાં પાંચકુવા દરવાજા સુધીની જગ્યા આપણે જોઇ લીધી છે. હવે સારંગપુર દરવાજા બહાર જઇએ.

અહીં આગળ માધવબાગ છે. તે મર્હુમ શેઠ ચિનુભાઇએ પોતાના મર્હુમ પિતાશ્રી રા. માધવલાલ રણછોડલાલની યાદગીરીમાં કરાવ્યો છે. તેમાં રા. બા. રણછોડલાલ છોટાલાલનું બાવલું છે. બાગની નજીક મીઠાના એજન્ટની વખાર છે. એ મીઠું ખારાઘોડાથી આવે છે અને લોકોને વેચાતું આપવામાં આવે છે. નજીકમાં કોટેશ્વર અને કણ મુકતેશ્વર મહાદેવનાં દેવાલય છે. રેલવેની સડક ઓળંગીએ એટલે શેઠ માધવલાલની મીલ આવે છે.

એ સડકે ચાલતાં સરસપુર નામનું પરૂં આવે છે. એની આસપાસ કોટ છે. પરાને ચાર મોટા અને એક નાનો મળી પાંચ દરવાજા છે, અંદર સરકારી નિશાળ, પોસ્ટ ઓફિસ, પોલિસની ચોકી અને દવાખાનું છે. પરાની પાસે

શાંતિદાસનાં જુના દેવાલયનાં ખંડેર છે. દક્ષિણે મલેકસાબાન તળાવ છે, તેની ઉત્તરે શિયા વહોરાઓના મુલ્લાં સાહેબનો રોજો છે, ત્યાં જમાદી-ઉલ-આખરની ૧૭ મી તારીખે ઓરસ ભરાય છે.

સારંગપુર દરવાજેથી એક સડક ગોમતીપુર જાય છે. બોલ, ચુનીલાલ, સારંગપુર દરવાજે મુકીશું એટલે કયો દરવાજો આવશે ?

ચુનીલાલ—સાહેબ, રાયપુર દરવાજો.

મહેતાજી—રાયપુર અને સારંગપુર દરવાજાની વચ્ચે વડની ગેટનો દરવાજો નવો કાઢયો છે. એ દરવાજા બહાર રા. સા. મહિપતરામનું અનાથાશ્રમ છે, ત્યાં નિરાધાર ગરીબ છોકરાંને ઉછેરીને કેળવવામાં આવે છે. રાયપુર દરવાજા બહાર ભવાનીપરૂં, રઘનાથપરૂં, અને કંગાલપરી એ નામના ત્રણ નાનાં પરાં છે. આ દરવાજેથી એક સિદ્ધી સડક કાકરિયા તળાવ ઉપર જાય છે. એ સડકે જતાં પહેલાં કામનાથ મહાદેવ આવે છે. જોડે આપારાવની લાયબ્રેરી છે. પછી શિયા વહોરાઓના મુલ્લા સાહેબનો રોજો છે. પછી દીવાસળીઓનું કારખાનું છે. તે પછી કાકરિયું તળાવ આવે છે. આ તળાવ ઉપર તમારામાંના ઘણા આવી ગયા હશો.

કેટલાક છોકરા—હા, સાહેબ, અમે ઘણીવાર અહીં આવ્યા છીએ.

મહેતાજી—આ તળાવ ઘેરાવામાં એક મૈલ કરતાં વધારે છે. તેની સઘળી બાજુએ પથ્થરના પગથીઆં છે. તળાવની વચ્ચે બગીચો છે તે નગીનાવાડી કહેવાય છે. ત્યાં આવવા જવાને, તળાવમાં સડક કરેલી છે. એમ કહેવાય છે કે કુતુબશાહે પોતાના પિતાની હયાતીમાં આ તળાવ કર્યું. આ તળાવનું નામ પડવાનું કારણ, કેટલાક એમ કહે છે કે

એ તળાવ ખોદતી વખતે તેમાંથી કાંકરા નિકળ્યા; કેટલાક કહે છે કે પોતાના પુત્રે કરવા માંડેલું કામ જોવાને મહમદ શાહ આવ્યા, ત્યારે તેમના પગમાં કાંકરો પેઠે; તેથી આ નામ પડયું. કુતુબશાહના નામ ઉપરથી એને હોઝેકુતુબ પણ કહે છે. વળી એમ ધારવામાં આવે છે કે, અમદાવાદ શહેરની જગ્યાએ અગાઉ કર્ણાવતી નગરી હતી, તે વખતે કરણસાગર નામનું તળાવ હતું; તો તે તળાવ કદાચ આ હશે. અહીં આસો સુદ ૧૦ મે, એટલે દશેરાને દિવસે, લોકો રાખડીઓ છોડવાને આવે છે, અને મેળો ભરાય છે. તળાવની પશ્ચિમ તરફની પાળ ઉપર વલંદાઓનું કબરસ્તાન છે. ઇશાન ખૂણામાં શુશાકર અને હેટડી નામનાં તળાવ છે. રાયપુર દરવાજા પછી કયો દરવાજો આવશે સોમનાથ ?

સોમનાથ—સાહેબ, આસ્ટોડીયો દરવાજો આવશે.

મહેતાજી—આ દરવાજા બહાર કાગડાપીઠ છે. ત્યાં અંતિયલ લોકોનો આશ્રય છે. તેમને ધર્માદામાં ખીચડું ખવરાવવામાં આવે છે. અહીંથી બે સડક છે. ત્યાંથી નવાપરાની બહુચરાજી માતાનાં મંદીર આગળ થઇને, શાહઆલમના રોજાએ જવાય છે.

એક છોકરો—સાહેબ, ત્યાંની હકીકત હું જાણું છું.

મહેતાજી—ત્યારે, તું કહે, ઇનાયતખાં.

ઇનાયતખાં—શાહઆલમ એ વટવાવાળા ધાર્મિક પુરૂષ કુતુબ-ઉલ-આલમના પુત્ર હતા. તેમણે વટવા અને શહેરની વચ્ચે આવેલા રસુલાબાદમાં પોતાનું રહેઠાણ રાખ્યું. તે મરી ગયા પછી એક ઉમરાવે તેમની કબર ઉભી કરી, તેમાં ફરીથી મોટો સુધારો થયો, તે શાહઆલમનો રોજો કહેવાય છે. તેને પિત્તળનાં બારણાં છે. ત્યાં એક મોટું ટાંકું તથા મસીદ છે.

મહેતાજી—જમાદી-ઉલ-આખરની તા. ૧૯ મીના રોજ

શાહઆલમ સાહેબના ઓરસનો જાબરો મેળો ભરાય છે. તેમાં સુરત અને મુંબાઇ વિગેરે સ્થળેથી ઘણા લોકો આવે છે. એ મેળો બે ત્રણ દિવસ સુધી ચાલે છે. એજ મહિનાની તા. ૧૩ મીને રોજ આજ ઠેકાણે સ્ત્રીઓનો મોટો મેળો ભરાય છે, તેને **બીબીઓનો** મેળો કહે છે.

અહીં નજીકમાં ચંડોળા નામનું મોટું તળાવ છે. આજ અહીંથી અટકીશું.

---

## દિવસ ૧૨ મો.

---

મહેતાજી—બોલ સોમેશ્વર, આસ્ટોડિયા દરવાજા પછી કયો દરવાજો આવશે?

સોમેશ્વર—જમાલપુર દરવાજો આવશે, સાહેબ.

મહેતાજી—આ દરવાજા બહાર હિમાતનો રોજો અને એક જબરૂં ટાંકું છે. દરવાજાની સામે જગન્નાથજીનું મંદિર છે. ત્યાંથી અશાડ સુદ ૨ ને દિવસે રથને કાઢી, શહેરમાં ફેરવવામાં આવે છે. નજીકના શાહવાડી ગામના મહાદેવ આગળ, શ્રાવણ માસના ત્રીજા સોમવારે મેળો ભરાય છે. દરવાજા બહાર શ્રાવકોનો સિદ્ધાચલપટનો મેળો કાર્તક સુદ ૧૫ ને દિવસે ભરાય છે. દરવાજા બહાર સપ્તઋષિનો આરો છે. અહીં ભાદરવા સુદ ૫ મે ઋષિ પંચમીનો મેળો ભરાય છે. મી. ભાઇશંકર નાનાભાઇએ પોતાનાં માતુશ્રીના નામ ઉપરથી કૃષ્ણતિર્થ નામનું એક સ્મશાન ગૃહ અહીં બંધાવ્યું છે, તેથી મડદાંને બાળવાની તથા દાટવાની સવડ સારી થઇ છે. નજીકમાં બહેરામપરનો આરો છે. એક બીજો આરો સારો બાંધેલો છે. તેને ચીપળાનો આરો કહે છે.

પછી ખાનજહાન દરવાજે આવ્યો. તેની પાસે ખ્રિસ્તિ લોકોનું કબરસ્તાન છે.

પછી રાયખડ દરવાજે આવે છે. ત્યાં કાંઇ જાણવા જેવું નથી. તે પછીના દરવાજાનું નામ શું, ઓચ્છવલાલ ?

ઓચ્છવલાલ—ગણેશ બારીનો દરવાજો સાહેબ.

મહેતાજી—અહીં નદી ઉપર પૂલ બાંધેલો છે, તે ઉપર થઇને નદીને પેલે પાર જવાય છે. પૂલના શહેર તરફના છેડા આગળ પાદશાહી હમામખાનું એટલે ન્હાવાની જગ્યા છે. શહેરનો કોટ ચણવાનું કામ ત્યાંથી શરૂ થયેલું એમ કહેવાય છે. આ પૂલને એલીસબ્રિજ કહે છે. પ્રથમનો પૂલ ભારે રેલમાં તણાઇ ગયાથી આ પૂલ સન ૧૮૯૨ માં બાંધ્યો છે. તેના ઉપર પોસ્ટ ઓફિસ છે.

સામે પાર ગુજરાત કોલેજનું સુંદર મકાન છે. તેમાં ઇંગ્રેજી ઊંચી કેળવણી અપાય છે.

ગણેશ બારીના દરવાજા પછી મહાદેવનો આરો મૂકયા બાદ બારાદરીનો, ખાનપૂરનો અને પછી શાહપુરનો દરવાજો આવે છે. ત્યાં જોવા જેવું કાંઇ નથી.

આગળ હવે કયે દરવાજે જવાશે, પ્રતાપરાય ?

પ્રતાપરાય—સાહેબ, દિલ્હી દરવાજે જવાશે.

મહેતાજી—દિલ્હી દરવાજાની બહાર નિકળતાં, ડાબા હાથની સડક છે. ત્યાંથી દુધેશ્વરના આરે જવાશે. અહીં કેટલાક હિંદુ લોકો મડદાં બાળે છે. અહીં આગળ ચંદ્રભાગા નામની નદીનો સંગમ, સાબરમતી નદીની સાથે થાય છે, તેથી તે આરો વિશેષ પવિત્ર મનાય છે. હિંદુઓ પોતાના પર્વના દિવસે અહીં ન્હાવા માટે આવે છે. અહીં આગળ અકબરશાહે ત્રીજા મુજફ્ફરને હરાવી ગુજરાતનું રાજ્ય જીતી લીધું. આ આરે કૂવા ખોદેલા છે. સંચાની મદદથી તેમાંથી પાણી કાઢી, જમીનમાં નાંખેલા નળવડે તે પાણી ઘેર ઘેર પહોંચાડવામાં આવે છે. આ કામ કરનાર ખાતાને વોટરવર્ક્સખાતું કહે છે.

આ સડક ઇસરાઇલ લોકોનું કબ્રસ્તાન છે. પછી અચ્છુત કુખીબીબીની મસીદ છે. અચ્છુત કુખીનો અર્થ, અચ્છુત=અચ્છુતુ=પવિત્ર, અને કુખી=કુખ=બાજુવાળી, એટલે પવિત્ર કુખવાળી. જે બાઇની આ મસીદ છે, તેને થયેલાં છોકરાં જીવ્યાં, તેથી એવું નામ પડયું છે. મસીદના ઇશાન ખૂણામાં હુસતી બીબીનો રોજો અને બદામી મસીદ છે. એ મસીદને વિષે એવું કહેવાય છે કે, અચ્છુત કુખીની મસીદ કરવામાં કામે લાગેલા મજુરો પાસેથી બદામો લઇને, એ કરેલી છે. ત્યાંથી થોડે છેટે પ્રથમનો ભમરીઓ કુવો છે. તેને દુરસ્ત કરાવી ત્યાં આગળ જોવા લાયક બંગલો બંધાયો છે.

દિલ્હી દરવાજેથી સિદ્ધા ઉત્તરમાં જઇએ, તો એક રસ્તે શાહીબાગ અને બીજે રસ્તે કાંપમાં જવાય છે.

શાહીબાગને પાદશાહવાડી પણ કહે છે. એ શાહજહાં બાદશાહે બંધાવ્યો છે. હાલ એમાં કમિશનર સાહેબ રહે છે. અહીં શ્રાવણ વદ ૭ એટલે ટાઢી શેળ અગર શિતળા સાતમનો, આઠમ-જન્માષ્ટમીનો અને ભાદરવા સુદ ૮ એટલે ધ્રો આઠમનો, એટલા મેળા ભરાય છે. નજીકમાં નદી ઉપર પુલ છે. તે ઉપર થઇને આગગાડી જા આવ કરે છે, તેની એક બાજુએ લોકોને જવા આવવાને પણ નાનો સરખો રસ્તો કરેલો છે. ત્યાં થઇને, સાબરમતીના સ્ટેશને જવાય છે. એ સ્ટેશન પાસે મોટું કેદખાનું છે. તે સેંટ્રલ જેલ કહેવાય છે. ફાંસીની સજાવાળાને ફાંસી પણ ત્યાંજ દેવામાં આવે છે.

શાહીબાગની નજીકમાં ભીમનાથ તથા ખડગ ધારેશ્વર મહાદેવનાં દેવાલયો છે.

કાંપમાં લશ્કર રહેતું, ત્યાં સાહેબ લોકોને રહેવાના બંગલા છે. પોસ્ટ ઓફિસ છે. કેન્ટોન્મેન્ટ મેજીસ્ટ્રેટની કોર્ટ છે. ત્યાં ફોજદારી તથા દિવાની કજીયા ચુકવાય છે.

# દિવસ ૧૩ મો.

મહેતાજી—આપણે કાંપ સુધી જોઈ વળ્યા.

શાહીબાગથી દિલ્હી દરવાજે પાછા આવતાં. દરિયાખાનનો ઘુમટ અને ગાંડાની હોસ્પિટલ છે. દરિયાખાન, એ ભૂતોના પાદશાહ કહેવાતા. આ ઘુમટ, તે કારણથી ભૂતખાનું કહેવાય છે. એની પાસે મામા કલ્યાણ નામના ભગિયાનું સ્થાનક છે. ત્યાં વહેમી લોકો ભૂત કઢાવવા જાય છે.

કાંપમાંથી પાછા ફરતાં, મુસા સુહાગનો રોજો આવેછે.

એક છોકરો—સાહેબ, આ મુસા સાહેબને વિષે એવું કહેવાય છે કે, તેમણે પ્રાર્થના કર્યાથી એક વખતે વરસાદ આવ્યો અને દુકાળ અટકયો; આ ઉપરથી લોકો એટલા બધા તેમની પાછળ લાગ્યા કે, કોઈ તેમને ઓળખે નહિ તે સારૂ સ્ત્રીનો વેશ લઈને, ફરતા. એમની દરગાહના મુજાવરો એમના જેવો એટલે સ્ત્રીનો વેશ રાખે છે. રોજાને બંગડિયાપીર પણ કહે છે, તેનું કારણ એ છે કે ત્યાં ચંપાનું ઝાડ છે, તેને બંગડિયો પહેરાવવામાં આવે છે.

મહેતાજી—અહીં શેઠ હઠીશીંગના બંગલો, વાડી અને ધર્મનાથજીનું દહેરૂં છે. એ જૈન લોકોનું મોટું દહેરૂં છે. તેની નજીકમાં માધુપરૂં છે. ત્યાં અનાજ, ઘી તથા ગોળના વેપારની મોટી લેવડદેવડ થાય છે. તેની જોડાજોડ હઠીપરૂં, બારડોલપરૂં, ફુલપરૂ, અને ફતેહપરૂં, એ નામનાં નાનાં પરાં છે.

અહીંથી દરિયાપુર તથા પ્રેમ દરવાજે જવાય છે. એ બે દરવાજાની વચ્ચે બહારની બાજુએ લુગડાં વણવાની કેટલીક મિલ છે.

હવે કયો દરવાજો આવશે, લીલાધર?

લીલાધર—કાળુપુર દરવાજો, સાહેબ.

મહેતાજી—આ દરવાજાની બહાર ઘણી દુકાનો છે. તેમાં

ઘણા ભાગે ખાવાની ચીજો વેચાય છે. ખાંડ વેચનારાઓની તથા સાકર જથ્થાબંધ બનાવી, વેચનારાઓની દુકાનો તથા અનાજ વેચવાનું મોટું બજાર આ દરવાજાની બહાર નજીકમાં છે.

પૂર્વમાં રેલવે સડકની પેલી બાજુએ દાદાહરિની વાવ છે. મહમદ બેગડાની હરિ નામની એક દાસીએ ત્રણ લાખ રૂપિયા ખરચીને, આ વાવ બંધાવેલી કહેવાય છે. દંતકથા એવી ચાલે છે કે, એ બાઇ પાસે ઘણી પુંજી હતી, તેમાં બે અમુલ્ય ઝાંઝર હતાં. તેમાંનું એક ઝાંઝર વટાવીને, આ વાવ બંધાવી, અને બીજું ઝાંઝર વાવમાં નાંખ્યું, પાસે એ બાઇનો રોજો અને મસીદ છે. આગળ જતાં આચાર-જીની બેઠક છે.

પછી અસારવા નામનું ગામ છે. તે કરણના વારાના શહેરના વખતથી હોય, એમ લાગે છે; ત્યાં છોકરા તથા છોકરીઓની નિશાળ છે. ગામ આગળ નિલકંઠ મહાદેવનું દેવાલય છે. ત્યાં શ્રાવણ માસની અમાસને દિવસે મેળો ભરાય છે. નજીકમાં વાવ છે. તેમા પાંચ પાંડવોએ કરેલા કહેવાતા નીચેના ઝરૂખામાં માતાનું સ્થાન છે, તે માતર-ભવાની કહેવાય છે. વાવનું નામ તે ઉપરથી માતર ભવાનીની વાવ, એવું પડયું છે.

અહીંથી કાળુપુર દરવાજે પાછા જઇએ.

એક છોકરો—સાહેબ, ઘણાખરા દરવાજાની આસપાસ લોઢાની સડક શા માટે છે?

મહેતાજી—એને ટ્રામવે કહે છે. શહેરની ગંદકી લઇ જનારી ગાડીઓ તેના ઉપર ચાલે છે. કાળુપુર દરવાજેથી એક સડકે જતાં વચમાં પોસ્ટ ઓફિસ છે. પછી રેલવે સ્ટેશન આવે છે. કેમ છોકરાઓ, આપણે જ્યાંથી નિકળ્યા હતા, ત્યાં આવી પહોંચ્યા કે?

છોકરા—હા, સાહેબ.

મહેતાજી—ત્યારે હમણા ઘેર જાઓ.

# દિવસ ૧૪ મો.

મહેતાજી—શહેરની અંદરની અને બહારની મુસાફરી આપણે કરી ચૂકયા. હવે શહેરની જમીનમાં શું પાકે છે અને ઉદ્યોગ શા ચાલે છે, એ વિગેરે કેટલીક હકીકત કહું છું.

અમદાવાદની જમીન લાલાશ પડતી છે. ઊંચી જમીન ખાડિયાની અને નીચી જમીન શહેરના પશ્ચિમના ઘણાખરા ભાગની છે. પશ્ચિમ તરફની જમીન રેતાળ છે. અમદાવાદની આસપાસની જમીનમાં બાજરી, મઠ, ચોળા, અને અડદ વિગેરે નિપજે છે. શિયાળામાં સીતાફળ, બોર, શેરડી, અને જામફળ વિગેરે ફળ, અને વાલોળ, પાપડી, મેથી, તાંદળજો, વંત્યાક અને દેશી તથા વિલાયતી મૂળા આવે છે; ઉનાળામાં કેરી, રાયણ, ટેટી, તડબુચ, ફાલસાં, કારેલાં, અને ભીંડા મળે છે; ચોમાસામાં, દાડમ, જાંબુ, કારેલાં, ભીંડા, ગવારફળી, તુરિયાં, ગીલોડાં, અને કંકોડાં આવે છે; બટાટા બધી ઋતુમાં મળેછે. કેમ શિવશંકર, તને આ બધું યાદ રહેશે કે?

શિવશંકર—હા, સાહેબ. એ બધું આપણે ખાઇએ છીએ.

મહેતાજી—હવે ઉદ્યોગ સાંભળો.

અમદાવાદ શહેરમાં કિનખાબ, અબોટિયાં અને સાડિયો વિગેરે રેશમી કાપડ, રેશમી કોરનાં ધોતિયાં, સોનેરી અને રૂપેરી કસબ, કિનારી અથવા તેઈ, જરીનું કામ, કસબી કોર તથા પાલવ, મશરૂ, ગજીઆણી, મગિયાં, ખાદી, કાળા અલાયચા અને છિંદરિયો બને છે. સોમનાથ, આ બધી ચીજો શા ખપમાં આવે છે, તે તું જાણે છે કે?

સોમનાથ—સાહેબ, એ બધાં લૂગડાં છે. તે આપણા તથા સ્ત્રીઓના પહેરવામાં આવે છે.

મહેતાજી—અમદાવાદ શહેરમાં કાપડ વણવાની ઘણી મિલ છે. તેમાં ધોતીજોટા અને આદરપાટ વિગેરે સુતરનાં વણાટ કામ તથા શણ વિગેરે બને છે. થોડીક જિનિંગફેક્ટરી

(કપાસ લોઢવાનાં કારખાનાં) છે તેમાં કપાસ પીલાય છે. એ મિલ તથા જિનમાં મળી એક લાખ માણુસ કામે લાગેલાં છે. વરાળયંત્રથી લોટ દળવાનાં કારખાનાં છે. દીવાસળીઓ બનાવવાનું કારખાનું મેં તમને બતાવ્યું છે.

દુધમાંથી માખણ બનાવવા માટે કેટલીક કંપની નીકળી છે તે ડેરી કહેવાય છે. સાબુ, બ્રશ, બરફ અને શેતરંજીયો તથા ગાલીચા બનાવવાનાં તથા લોઢા કામનાં કેટલાંક કારખાનાં છે.

અમદાવાદમાં જાડા કાગળ બને છે. તે અમદાવાદી કાગળના નામે ઓળખાય છે આ કાગળ ગેડ વાળતાં ફાટી જાય છે, તથા પાછળથી કાળા પડી જાય છે, અને વિલાયતી કાગળ સારા અને સફાઈદાર આવે છે. તેથી વિલાયતી કાગળ બહુ વપરાય છે, અને આ કાગળ બહુ વપરાતા નથી; આ કાગળ ઘણા ખરા ભાગે નામું રાખવા માટેના ચોપડાઓમાં વપરાય છે. કેટલાંક છાપખાનાં છે. તેમાં ચોપડીઓ, ચોપાનિયાં તથા વર્ત્તમાનપત્રો છપાય છે.

નાથાલાલ, શહેરમાં આપણે કઇ કઇ નિશાળો જોઈ ગયા, તે તું કહે, જોઇએ.

નાથાલાલ—સાહેબ, પ્રોપ્રાયટરી હાઇસ્કુલ, ( મડલસ્કુલ, હાઇસ્કુલ, મિશનસ્કુલ, ગુજરાત કોલેજ, મેલ ટ્રેનિંગ કોલેજ, ફિમેલ ટ્રેનિંગ કોલેજ, અને ટંકશાળ આગળની છોકરાઓની ઇંગ્રેજી તથા છોકરીઓની ગુજરાતી નિશાળો જોઇ.

મહેતાજી—અમદાવાદ શહેરમાં આપણા જેવી શરૂઆતની કેળવણી આપનારી લગભગ ૫૦ નિશાળો છે. તેમનો વહિવટ મ્યુનિસિપાલીટી કરે છે. આ શિવાય છોકરા તથા છોકરીઓના ૧૦ નિશાળો છે. તેમના ઉપર દેખરેખ આયરીશ પ્રેસ્બીટ્રિયન ખાતાની છે. એક ઢેડની અને એક ભંગિયાની નિશાળ છે. મીરજાપુરમાં એક નિશાળમાં યુરોપનાં ધોરણ પ્રમાણે કેળવણી આપવામાં આવે છે. વૈદકનું શિક્ષણ આપવાને સિવિલ હોસ્પિટલ આગળ એક શાળા છે. તે

બેહેરામજી જીજીભાઇ મેડિકલ સ્કુલ કહેવાય છે મુક્તિ ફોજની નિશાળ નદીપાર છે. મુખ્ય કન્યાશાળાઓ ત્રણ છે. એક રાયપુરમાં શેઠ મગનભાઇની, બીજી ખાડિયામાં રા. બા. રણછોડલાલની અને ત્રીજી કાળુપુરમાં હરકુંવરબાઇ શેઠાણીની; આમાંની છેલ્લી નિશાળ ટંકશાળ આગળ આપણે જોઇ હતી. પ્રાર્થના સમાજ તરફથી એક નિશાળ નિકળી છે. જૈન કોમને લગતી કેળવણી આપવાને શેઠ મનસુખભાઇ ભગુભાઇએ એક નિશાળ કાઢી છે. શાહપુરમાં રા. બા. રણછોડલાલ વિદ્યાલય છે. અંજુમન ઇસલામની છોકરા છોકરીઓની ઉર્દુ નિશાળ અને ઈંગ્રેજી ફ્રેન્ચ સ્કુલ છે. આ શિવાય પ્રાઇવેટ હાઇસ્કુલ, ટ્યુટોરિયલ સ્કુલ, નેટિવ ઇન્સ્ટિટ્યુટ, સીટી હાઇસ્કુલ, તથા કેટલીક ગામઠી નિશાળો છે.

આ પ્રમાણે શહેરની બધી હકીકત આવી ગઇ. હવે કાલનો દિવસ બેસીને તમને ઉત્તર અને દક્ષિણ દસક્રોઈ તાલુકાની હકીકત કહીશ.

---

## દિવસ ૧૫ મો.

---

મહેતાજી—તાલુકો કોને કહીએ, તે તમે જાણો છો. અમદાવાદ શહેર અને તેની નજીકનાં ગામોના (૧) ઉત્તર દસક્રોઇ, અને (૨) દક્ષિણ દસક્રોઇ એ નામના બે તાલુકા છે. (દહ=૧૦ અને કોહ=ગાઉ, અમદાવાદથી દસ ગાઉ ફરતો મૂલક). એનું બીજું નામ દસકોસી. અહીંની જમીન સાધારણ રીતે ગોરાડુ અને રેતાળ છે. કુહાથી વળા સુધીનાં કેટલાંક ગ્રામોમાં વરિયાળી પાકે છે. બાકીની જાણવા લાયક હકીકત નીચે મુજબ છેઃ—

### (૧) ઉત્તર દસક્રોઇ તાલુકો.

નદીઓ—સાબરમતી, અને ખારી.

રેલવે સ્ટેશન—અમદાવાદ, એલીસબ્રીજ, સાબરમતી, આંબલીરોડ, ખોરજ, અસારવા, નરોડા, વલાદ, સરખેજ, અને મોરૈયા.

મુખ્ય ગામો—ગોમતીપુર. અહીં તાલુકા નિશાળ તથા નરસિંહજીનું ધામ છે. ત્યાં કાર્તિક સુદ ૧ એટલે બેસતા વર્ષે શહેરના હિંદુ લોકો દર્શન કરવા આવે છે, આજુબાજુ જુના વખતનાં ટીંબા અને ખંડેર છે. પોસ્ટ ઓફિસ અને પોલિસ થાણું છે. દક્ષિણ તરફ હાલતા તોડાની મસીદ છે. તે બીબીજીની મસીદ કહેવાય છે. પાસે રાજપુરમાં ચિંતામણીજીનું જૈન દેરાસર જોવા લાયક છે. ગોમતીપુરમાં કસબ અને હીર કાંતવાનો ધંધો ચાલે છે.

ઉત્તરસંડમાં પોસ્ટ ઓફિસ અને લાયબ્રેરી છે.

નરોડા જૈન લોકોનું જાત્રાનું ઠેકાણું છે. ત્યાં પોસ્ટ ઓફિસ છે. પોલિસ થાણું છે. એક મોટી પથ્થરની વાવ છે. ગામથી ૦ાા મૈલ ઉપર ધનુશધારી માતા છે. તમાકુનો વેપાર સારો ચાલે છે.

કોચરબ ગામના નામનો અર્થ આ પ્રમાણે છે. કુચકુચા=મહોલ્લો, ઓ=નો, અરબ=આરબ લોકો=એટલે આરબ લોકોનો મહોલ્લો. અહીંના લોકો મેથી, આદુ, ડુંગળી, જામફળ, કોથમીર અને બટાટા વિગેરે શાક વધારે પકવે છે. ગામની પાસે ઘોડીકુવાનો બાગ છે. ત્યાંથી ઘણા ભાગે અમદાવાદ શહેરમાં ફુલ પૂરાં પાડવામાં આવે છે.

અડાલજમાં ઘણી જુની સંગીન અને બારીક કોતરણીવાળી વાવ છે.

અચ્ચિયરના ભાવસારો સાલ્લાની રંગાટીમાં હુંશિયાર છે, અને ગોદડાંનાં ખોળીઆં પણ રંગે છે.

સરખેજનો રોજો જોવા લાયક છે.

બીજાં ગામો—વળાદ, ઓગણજ, રાયપુર, ચાંદખેડા, વાડજ, પીર, ખોરજ, કોબા, નિકોલ, ઇંદ્રાડા, અને સૈજપુર છે.

ઇનામી ગામો—ચાસણા, શાહઆલમવાળા સૈયદ મુસામિયાં સાહેબનું છે. વેજલપુર, ગોસાઇજી મહારાજનું છે. ઓગણજ, રા. બા. રણછોડલાલ છોટાલાલનું છે; અને નિકોલ, રા. બા. ભોળાનાથ સારાભાઈનું છે.

### (૨) દક્ષિણ દસક્રોઈ તાલુકો.

નદીઓ—સાબરમતી, મેશ્વો, અને ખારી.

રેલ્વે સ્ટેશન—બારેજડી.

મુખ્ય ગામો—કુહામાં શંકરભાઇની હવેલી જોવા લાયક છે.

અસલાલીમાં પોસ્ટ ઓફિસ છે. અહીંના અમીનોની હવેલીઓ જોવા લાયક છે.

જેતલપુરમાં સ્વામિનારાયણનું મંદિર અને તળાવ છે. અહીં પડી ગયેલો કિલ્લો છે. તેના ઉપર અસલના વખતનો પડી ગયેલો મહેલ છે. તે સ્વામિનારાયણના તાબામાં છે તેમણે તે સમરાવ્યો છે.

બારેજામાં ડાંગર ઘણી થાય છે. પોસ્ટ ઓફિસ છે.

વટવામાં રોજો અને મસીદ જોવા લાયક છે. ઓખા વધારે છે. પોસ્ટ ઓફિસ છે. રાધાવલ્લભનું મંદિર છે.

કણભામાં સ્વામિનારાયણનું અને રામજીનું મંદિર છે. ઓટસ નામનું એક જાતનું અનાજ વિલાયતમાં ઘોડા ખાય છે, તે ઇશ્વરભાઇ નામના અહીંના પોલિસ પટેલ પકવે છે, અહીં ગળી થાય છે.

ગીરમથા ગામની પાસે તેના પેટાનું પીરાણા કરીને નાનું ગામ છે. ત્યાં કેટલાક રોજા છે. તેમાં ઇમામશાહનો રોજો મુખ્ય છે. એમને માનનારા હિંદુ લોકો ઘણા છે, તેઓના મેળા વર્ષમાં ઘણીવાર ભરાય છે.

હીરાપુર અને કાસીંદ્રાનો ગોળ વખણાય છે.

જૂના અહેમદાવાદમાં જુનાં પડી ગયેલાં ખંડેર છે

લાંભા ગામથી અડધા ગાઉ ઉપર બળિયાકાકાનું મંદિર છે. ત્યાં અમદાવાદના લોકો માનતા કરવા આવે છે.

વહેલાલમાં અમીનોની હવેલીઓ, સ્વામિનારાયણનું મંદિર અને જૈન દેવાલય જોવા લાયક છે. લાયબ્રેરી છે. ગામની આસપાસ તૂટી ગયેલો કોટ છે.

ઝુવાલડીમાં ગળી અને કરિયાતું થાય છે.

બીજાં ગામો—વીસલપુર, ગામડી મીરોલી, વાંચ, હાથીજણ, પાલડી, રામોલ, કામતવાણ, મહીજડા, નાદેજ, ઓડ, વસાઇ, હરણિયાવ, કુબડથલ અને પસુંજ.

ઇનામી ગામો—સૈજપુર (ગોપાળપુર) અને કુંજાડ પાદશાહી દિવાનનાં છે. હસનપુર, શાહઆલમવાળા સૈયદ મુસામિયા સાહેબનું છે. નારોલ, મો. માવલંકરનું છે. વાંચ અમદાવાદ શહેરના કાજી સાહેબનું છે. વસ્ત્રાલ મુનશીનું છે અને વટવા ત્યાંના સૈયદ સાહેબનું છે.

ગામડાના લોકો ઉપર સરકાર તરફથી બંદોબસ્ત રાખે તેને મુખી કહે છે. મુખીને મદદ કરનાર મતાદાર હોય છે. ગામના સિપાઇને રાવણીયો કહે છે. લોકો પાસેથી કર એકઠો કરી, તેનો હિસાબ રાખી મુખીને મદદ કરનાર તે તલાટી કહેવાય છે. મુખી, તલાટી તથા બીજા આવતા જતા સરકારી અમલદારો માટેનું સરકારી મકાન તે ચોરો કહેવાય છે. ગામડાંના અમલદારોના ઉપરી તાલુકાના મામલતદાર હોય છે; ગામડાંની પોસ્ટ ઓફિસનું કામ ઘણા ભાગે નિશાળના મહેતાજીઓ કરે છે. લોર્ડ હેરિસ ટ્રાવેલિંગ ડીસ્પેન્સરી નામનું દવાખાનું રા. બા. રણછોડલાલ છોટાલાલે કાઢ્યું છે. તેનો ડોકટર તાલુકાના ગામોમાં દવા આપવા સારૂ ફરે છે.

---

નવીન ધોરણ પ્રમાણેના

# અમદાવાદ શહેરની ભૂગોળ,

કિંમત અર્ધો આનો

તથા

# ગુજરાત પ્રાંતની ભૂગોળ.

કિંમત અર્ધો આનો

મળવાનાં ઠેકાણાં.

કનૈયાલાલ મોતીલાલ મુનશી.
રાયપુર-પરબડીની પોળ.



ચીમનલાલ મે
ખાડીઆ-અરજનલાલાની ખડકી.

તમામ જાણીતા બુકસેલરો
ને ત્યાંથી મળશે.